# ગુજરાતનું પાટનગર અમદાવાદ

લેખક

**રત્નમણિરાવ ભીમરાવ**

પ્રકાશક

**ગૂજરાત સાહિત્ય સભા અમદાવાદ**

તરફથી ઉપપ્રમુખ હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ અમદાવાદ: ઈ. સ. ૧૯૨૮

# બે બોલ

ગયે વર્ષે અમદાવાદ ગુજરાત સાહિત્ય સભાનું વાર્ષિક ખાણું શાહઆલમ નામે ચંડોળા તળાવ પર રાખવામાં આવ્યું હતું.

આ વર્ષે શાહીબાગમાં નારાયણ ઘાટપર ખાણું રાખવા વિચાર હતો પરન્તુ સભાના પ્રમુખ સર રમણભાઈના દુઃખદાયક અવસાનથી ખાણું બંધ રાખી ફક્ત મિત્ર મેળાપ ગોઠવવામાં આવ્યો છે.

ગઈ સાલ 'શાહઆલમ' પ્રસિદ્ધ કર્યું હતું તેમ આ વર્ષે "શાહીબાગ" પણ એજ વિદ્વાન લેખક શ્રીયુત રત્નમણિરાવભાઈ પાસે તૈયાર કરાવતા સભા ભાગ્યશાળી બને છે.

પુસ્તકને કલામય કરવાની ભાઈ રવિશંકર રાવળે સાહિત્ય સભા તરફની એમની પ્રીતિને લીધે ખાસ તસ્દી લીધી છે.

પ્રભુ કૃપા હશે તો વર્ષોવર્ષ અમદાવાદની આસપાસના ઐતિહાસિક કલામય સ્થાનોનો પરિચય કરાવવા અને સ્વદેશ ભક્તિ વધારવાના આવા જ પ્રયાસ કરવા સભા આશા રાખે છે.

૧-૪-૨૮
અમદાવાદ

હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ
ઉપ પ્રમુખ
ગુજરાત સાહિત્ય સભા

# શાહીબાગ

શાહીબાગ નામની સાથે, કોઈ ચોપડીઓ વાંચી ખબરો મેળવનાર પરદેશી મુસાફરને તો કોઇ રમણીય ભવ્યતાવાળા બાદશાહી બાગનો ખ્યાલ આજે પણ આવે; પરંતુ અમદાવાદની ઉત્તર હદ પાસેની એ ભૂમિએ એના નામની ત્રણસે પાંચ વર્ષની જીંદગીમાં કેવાં સુખદુઃખ જોયાં છે એનો ઇતિહાસ કાંઇક જાણવા જેવો છે. અને એ જાણવા માટે લીલા બાગના સુંદર વર્ણન સાથે જૂના ઇતિહાસનાં જીર્ણ હવડ સૂકાં ભોંયરાંમાં પણ જરા પ્રવેશ કરવો પડે તો વાંચનાર ક્ષમા કરશે.

**અમદાવાદના બગીચા.** આજે ધૂળ અને ધુણીથી ભરેલું અમદાવાદ પૂર્વ પશ્ચિમ માધવબાગ અને વીકટોરીયા બાગ જેવા નાના બાગથી જ હાલ કાંઇક લીલું જણાય છે. ગઇ—ઓગણીસમી સદીમાં એટલાએ બાગ અમદાવાદના લોકોને માટે નહોતા. ભદ્રની સામેના નાનકડા બાગની અને નગીના વાડીની ગણત્રી બાગમાં ન થઇ શકે. અને નગીના વાડીએ બહુ સારી સ્થિતિમાં નહોતી. હાલના અમદાવાદને જોઇને કોઇ સ્વપ્ને પણ ન માને કે અસલના બાદશાહી અમદાવાદમાં સુંદર ઉદ્યાનો હશે. જહાંગીર બાદશાહ તાપની ઋતુમાં આવી રોગથી પીડાઇ અમદાવાદ માટે નકામો વિસંભ્રમ (prejudice) ન બાંધી ગયો હોત તો પુરાણા અમદાવાદને નિંદવા માટે જે એક આધાર મળે છે તે ન મળત. જહાંગીરના અમદાવાદના નિવાસને વખતે શાહીબાગ નહોતો થયો,[1] પણ શાહીબાગની ભૂમિની

૧. સરખાવો Journal: Sir Thomas Roe p. 425 જહાંગીરે ઇ. સ. ૧૬૧૮ ની શરૂઆતમાં અમદાવાદમાં આવી નિવાસ કર્યો હતો. સર ટૉમસરો ઇન્ગ્લેન્ડના રાજાના એલચી તરીકે હિંદમાં આવ્યો હતો તે પણ

પાસે બીજા બગીચા હતા. આમ છતાં પણ એ સમયે અમદાવાદ સુંદર બગીચાઓથી ઘેરાયલું હતું. પૂર્વમાં બાગે શાયબૉં[2] અને બાગે ફીરદોશ[3] હતા. દક્ષિણે નગીના બાગ–કાંકરીયાની વચ્ચેનો નાનો બાગ–અને શાહવાડી બાગ હતા; કાંકરીયાની આસપાસનો આખો ભાગ બાગ જેવો જ હતો. પશ્ચિમે, નદીને સામે કાંઠે બાગે ફતહ[4] અને ફરમાનવાડી[5]નો બાગ હતો; અને ઉત્તરે રૂસ્તમ બાગ અને

એ વખતે અમદાવાદ હતો. ટોમસ રો લખે છે કે પોતે મળવા ગયો ત્યારે બાદશાહ શહેર બહાર નદી કિનારે એક બાગમાં બેઠા હતા. સર ટોમસ રોના જરનલના સંપાદક સર વીલીયમ ફોસ્ટર આ બાબત નોંધ લખે છે કે એ શહેર બહારનો બાગ તે ઉત્તરે આવેલો શાહીબાગ હશે. પરંતુ સર વીલીયમની કાંઇક સરત ચૂક જણાય છે. શાહીબાગ શાહજહાંને ઇ. સ. ૧૬૧૮ માં સુબેદારી આપ્યા પછી બંધાયો છે અને એ શરૂ થતા પહેલાં નવ માસ રહી જહાંગીરને અમદાવાદ છોડવું પડયું હતું. ( જુઓ ગૂજરાત ગેઝેટીયર. પૃ, ૨૭૫–૭૬.

૨. બાગે શાયબૉંનો બાંધનાર મલીક શાયબૉં આજે પણ 'મલીકશાબા'ને નામે પ્રસિદ્ધ છે. રખીયાલ ગામની હદમાં હાલ એમનો રોજો છે. શાહકુતુબુદ્દીન અહમદશાહના સમયમાં ઇ. સ. ૧૪૫૨ની સાલમાં એ બાગ અને મકાનો માટે જમીનની સનંદ આપવામાં આવી હતી.

૩. બાગે ફીરદોશ સુલતાન મહમૂદ બેગડાએ અમદાવાદથી અગ્નિ ખૂણે વસ્રાલ ગામ પાસે બંધાવ્યો હતો. એ પાંચ ગાઉ લાંબો અને એક ગાઉ પહોળો હતો અને આંબા વગેરેનાં એમાં નવ લાખ ઝાડ હોવાથી નવલખો બાગ પણ એને કહેતા. Supplement to Mirate Ahmedi p. 21. Navabali Seddon.

૪. અકબરના સગા બહેરામખાંના પુત્ર મીરઝાં અબદુર્રહીમખાં ખાંખાનાંએ ગૂજરાતના છેલ્લા સુલતાન મુઝફ્ફર ત્રીજાને સરખેજ આગળ હરાવી યાદગીરીમાં ઇ. સ. ૧૫૮૪ માં બનાવ્યો. શાહીબાગ બંધાતા પહેલાં એ સર્વથી સુંદર બાગ ગણાતો. ઇ. સ. ૧૬૩૮ માં પણ મેન્ડેલો એને હિંદુસ્તાનમાં સારામાં સારો બાગ કહે છે.

૫. ફરમાનવાડી બાગ કયારે બંધાયો તેની ખબર મળતી નથી. મીરાતે અહમદી જૂના વખતમાં એ બાગ હતો એમ લખે છે. એની પાસે એ જ નામના પરાના ઉલ્લેખ જૈન કાવ્યમાંથી મળે છે.

ગુલાબ બાગ હતા. આ બધા બાગ હાલના વીકટોરીયા બાગથી ઘણા મોટા અને સુંદર હતા. આમ ચારે બાજુ લીલા બગીચાથી ઘેરાયલું અમદાવાદ, કોટની અંદર લાલ પત્થરની મસ્જીદો અને સફેદ મહેલો વગેરે મકાનોથી, નીલમની ધાર બાંધેલી હીરા અને ગોમેદ રત્નની મનોહર વીંટી જેવું લાગતું હશે. સત્તરમી સદીમાં અમદાવાદમાં આવી ગયેલા મુસાફરો આખાયે શહેરનો દેખાવ એક મોટા ઉદ્યાન જેવો લાગતો એમ મુક્તકંઠે પ્રશંસા કરે છે.[૬]

આ પ્રમાણે બગીચા અમદાવાદમાં હતા. ઇ. સ. ૧૬૧૮ માં જહાંગીર બાદશાહ અમદાવાદમાં નવ માસ રહ્યા.

**શાહીબાગ બન્યાનું વર્ષ.** એ સમય દરમ્યાન શાહજાદા ખુર્રમ–શાહજહાં–ની નીમણુંક અમદાવાદની સુબાગીરી ઉપર કરી. શાહજહાંએ ચાર વર્ષ ( ઇ. સ. ૧૬૧૮–૧૬૨૨ ) સુબેદારી કરી એ દરમ્યાન શાહીબાગ બંધાયો. હી. સં. ૧૦૩૨–ઇ. સ. ૧૬૨૧–૨૨ માં શાહીબાગ બંધાયો એમ મનાય છે.[૭]

૬. જુઓ થેવેનો એ કરેલું અમદાવાદનું વર્ણન પુરાતત્વ પુ. ૨. પૃ. ૨. ૧.

૭. શાહજહાંની સુબાગીરી ઇ. સ. ૧૬૧૬ થી નહી પણ ૧૬૧૮ થી એમ ગેઝેટીયર ઉપરથી સ્પષ્ટ સમજાય છે.

જુઓ ગૂજરાત ગેઝેટીયર પૃ. ૨૭૬ જહાંગીરે અમદાવાદમાંથી જતી વખતે શાહજહાંને મુકર્રબખાંની જગ્યાએ સુબો નીમ્યો. અને મુહમ્મદ સફીને દીવાન તરીકે રાખ્યો. શાહજહાંએ વધારે સમય ઉજ્જનમાં ગાળ્યો છે. અને મુહમ્મદ સફી બુદ્ધિશાળી અને મકાનો બાંધવાનો શોખીન હતો. એની દેખરેખ નીચે શાહજાદાના હુકમથી શાહીબાગ બંધાયો હોય એમ જણાય છે. એના વહીવટથી ખુશી થઈ જહાંગીરે એને સૈફખાંનો ઇલ્કાબ આપ્યો હતો અને એણે અમદાવાદમાં કેટલાંક બાંધકામ કર્યા છે તે માટે જુઓ મીરાતે અહમદી ગૂ. ભા. ભા. ૧. પૃ. ૨૦૪ શાહીબાગની હીજરી સંવત ૧૦૩૨ બીગ્ઝે " Cities of Gujarashtraમાં આપેલી છે તે ઉપરથી પણ ઇ. સ. ૧૬૨૧–૨૨ આવે છે. શાહીબાગ બંધાયા પછી બીજે જ વર્ષે શાહજહાં જહાંગીર સામે બળવો કરે છે એટલે સુબાગીરી બદલાય છે.

એમ કહેવાય છે કે શાહજહાંની સુબાગીરીના સમયમાં એક વર્ષ દુકાળ પડયો ત્યારે દુકાળથી પીડાતા લોકોને કામ આપવાના શુભ હેતુથી શાહજાદાએ એ બાગ અને એનાં મકાનો બાંધવાનો હુકમ કર્યો.[૮] આબોહવાના ઉસ્તાદો જમીન પસંદ કરવા માટે નીમવામાં આવ્યા અને એમણે શહેરની ઉત્તરે દોઢ માઇલે નદી કીનારા ઉપરની જમીન પસંદ કરી. એ જગ્યાએ મકસુદપુર નામના પરાની જમીન બાગ માટે સરકારે લીધી એને જે સુંદર બગીચો ત્યાં બન્યો તેનું નામ બાગે શાહી પાડયું. ભવિષ્યમાં એ બાગ શાહીબાગને નામે પ્રસિદ્ધ થયો.

**શાહીબાગ બાંધવાનું કારણ.**

હાલ આપણે અમદાવાદની ઉત્તરના જે વિભાગને શાહીબાગ નામથી ઓળખીએ છીએ એમાં અને આ શાહજહાંએ બનાવેલા બાગેશાહીમાં ઘણો ફેર છે. અસલ બાગેશાહી અને હાલના શાહીબાગની હદમાં પણ ઘણો ફેર છે. અમદાવાદના કોટથી ઉતર દિશાએ છેક નદી સુધી પહેલાં અમીરોના મહોલો, એમના બાગો અને કેટલાંક પરાં હતાં. શાહપુર દરવાજા બહાર કાજીપુર–હાજીપુર હતાં. દીલ્હી અને દરીયાપુર દરવાજાની બહાર મોટું દરીયાપુર છેક દરીયાખાંના ઘુમટ સુધી હતું. નદી કીનારે મુલતાનપુર, મકસુદપુર, માહપુર, અને સહેજ દક્ષિણે શેરપુર અને લોદીપુર હતાં.[૯] આ બધા ભૂમિવિભાગને

**દરીયાપુર–કાજીપુર.**

૮. Brigg's citis of Gujarashtra અને James Douglas's Western India p. 309.

૯. મુલતાનપુર મીયાંખાં ચીશ્તીની મસ્જીદ પાસે હતું એમ અહમદીમાં લખે છે એ હાલ નારણ ઘાટ અને ચીનુનાથ મહાદેવ છે ત્યાં હશે એમ માનવાને કારણ છે. મકસુદપુર મહમૂદ બેગડાના સમયમાં મલીક મકશુદે વસાવ્યું, એ મીઆંખાં ચીસ્તીની મસ્જીદથી શરૂ થઇ નદી કીનારે હતું અને એની જમીન શાહીબાગમાં લઇ લેવામાં આવી. માહપુર હાલ કલેકટરને બંગલો છે ત્યાં હતું અને શેરપુરમાં અઢારમી સદીમાં કબરસ્તાન હતું એમ અહમદી લખે છે. જુઓ નવાબઅલી અને સેડનની ઇંગ્રેજી મીરાતે અહમદીની પુરવણી પૃ. ૧૨. અને પૃ. ૮૦.

હાલ દરીયાપુર–કાજીપુર કહે છે. આ ભૂમિના ત્રણ અવતાર થઇ ગયા. અમદાવાદની સ્વતંત્ર બાદશાહીના સમયમાં ઉપર મુજબ પરાં અને થોડા બાગ હતા; મોગલાઇમાં પ્રસિદ્ધ શાહીબાગ અને બીજા કેટલાક બાગ અને અમીરોના મહેલો વગેરે થયું; અને મરેઠા સમયમાં એ બધાં ખેતરો અને ખંડેરો બનેલાં તેને ઇંગ્રેજી રાજ્યે દરીયાપુર કાજીપુર નામ આપ્યું. શાહીબાગની ભૂમિનું એ સરકારી દફતરનું નામ છે.

**અસલ બાગેશાહી.**

હાલનો શાહીબાગ પણ આ દરીયાપુર કાજીપુરનો આશરે ૨/૩ ભાગ છે. હાલના શાહીબાગમાં પણ અસલ બાગેશાહી ઉપરાંત રૂસ્તમ બાગ, ગુલાબ બાગ અને આસપાસની જમીનનો સમાવેશ થાય છે. અસલ શાહીબાગને માટે મકસુદપુરની ૧૦૫ વીઘા ૩ વીસા જમીન લેવામાં આવી; અને ઇડરીયા દરવાજાની સામે નદી ઉપર સુંદર મકાનો બાંધી આજુબાજુ મજબુત કોટ કરવામાં આવ્યો. બાગમાં બેઠકો, મંડપો, નહેરો વગેરે બનાવ્યું. કોટને દરવાજા અને બાર બુરજો હતા. અઢારમી સદીના ઉત્તરાર્ધની શરૂઆતમાં મીરાતે અહ-મદીનો કર્તા લખે છે કે; બાગના દરવાજાથી હાજીપુર ( દીલ્હી દરવાજા આગળ ) સુધી ઉંચાં ઘટાદાર ઝાડથી રસ્તો રમણીય લાગતો હતો, અને આસપાસ અમીરોના બગીચા હતા. શાહીબાગની લતાકુંજો અને એનાં સુંદર કીમતી મકાનો જોતાં એમ લાગતું કે આખા દેશમાં એવો સુંદર બગીચો નહોતો. આખોયે દેખાવ નીલમરત્નોનું એક સુંદર સ્વપ્ન હોય એવો લાગતો હતો. આ બગીચાને પાણી પાવા માટે અગીઆર કુવા કર્યા હતા; અને ૧૦૦ બળદ, ૭૦ માળી એક ગુમાસ્તો, એક દરોગો ( વહીવટદાર ), અને સાત પટાવાળા અને કેટલાક ઝાડુ કાઢનાર નીમાયા હતા.[૧૦] બાગનું નુર જાળવવા માટે અને મકાનોની મરામત માટે આખા અમદાવાદના બગાત ખાતા મારફત સરકારી તીજોરીમાંથી ખર્ચ કરવામાં આવતું અને એનો ઉપરી અમલદાર દિલ્હીના મીરે સામાનની મહોરથી નીમાતો.[૧૧]

૧૦.. Suppliment to Mirate Ahmedi p. 22–23.

૧૧. એજ પૃ. ૧૮૦. મીરાતે અહમદીની પુરવણીના નીઝામુદીન સાહેબના ગૂજરાતી ભાષાંતરમાં અને પ્રો. નવાબ અલીના ઇંગ્રેજી ભાષાંતરમાં

શાહીબાગ બનતા પહેલાં શહેરની ઉત્તરે બાદશાહી વખતનો રૂસ્તમબાગ હતો. ' રૂસ્તમખાં નામના ગૂજરાતી અમીરે ૬૦ વીઘા જમીનમાં, શહેરની ઉત્તરે નદી કીનારે છ કુવા, ચાર બેઠકો, કોટ અને દરવાજા સાથે બાંધ્યો હતો એમ મીરાતે અહમદીમાં સ્પષ્ટ લખેલું છે. શાહીબાગ બન્યા પછી પણ આ રૂસ્તમબાગ સારી સ્થિતિમાં હતો. ઔરંગઝેબ બાદશાહના સમયમાં શાહજાદા મુહમ્મદ આઝમશાહની સુબાગીરીમાં, એ શાહજાદાને જુનાં મકાનો ન ગમવાથી રૂસ્તમબાગની જમીનમાં નવા મહેલો બાંધવામાં આવ્યાં, એટલે જુદા બાગ તરીકે એનું અસ્તિત્વ ન રહ્યું. રૂસ્તમબાગની હદ હાલના શાહીબાગમાં સમાઇ જાય છે. એ આગળ જોઇશું.[૧૨]

**રૂસ્તમબાગ**

શાહીબાગ અને રૂસ્તમબાગને બરોબર અડકીને ગુલાબ બાગ નામનો બાગ ગૂજરાતી બાદશાહીના સમયથી હતો. એમાં ઉત્તમ ગુલાબ થતાં હતાં; અને એમાંથી ખાસ બાદશાહને માટે છેક મોગલ સમયના અંત સુધી ઉત્તમ ગુલાબજળ અને અત્તર ખેંચવામાં આવતું. અને એ ગુલાબનાં ફુલનું નુર ઓછુ થાય નહિ તે માટે ઔરંગઝેબને બહુ કાળજી હતી. ગુલાબબાગ સુધરાવવા માટે અરજ ગયાથી એક વખત બાદશાહી ફરમાન આવ્યું હતું એવો ઉલ્લેખ છે. આ ગુલાબબાગથી જોડાયલો જ એક "બાગે તોત" નામનો બાગ હતો. એમાં સારાં શેતુર થતાં તેથી એને શેતુરબાગ પણ કહેતા.

**ગુલાબબાગ અને શેતુરબાગ**

કાંઇક ફેર છે. ગૂજરાતીમાં સો બળદ લખે છે. ઇંગ્રેજીમાં સો બળદની જોડ લખે છે. સો બળદ એટલે પચસ જોડ એ ખરૂં જણાય છે. ગૂજરાતીમાં શાહીબાગની કુલ જમીન ૧૨૫ વીઘાં લખે છે. ઇંગ્રેજીમાં ૧૦૫ વીઘાં ૩ વીસા લખે છે આ માપ ખરૂં છે એ બીજી ફારસી પ્રતથી પણ સાબીત થાય છે.

૧૨. જુઓ મીરાતે અહમદી ગૂ. ભા. ભા. ૧ પૃ. ૩૬૧. હી. સ. ૧૧૧૩. ઇ. સ. ૧૭૦૩-૪માં રૂસ્તમ બાગ અને ગુલાબ બાગમાં મહેલોના પાયા નંખાયા. અને શાહજાદો ડેરા તંબુમાં રહેવા લાગ્યો. રૂસ્તમ બાગની વિગત માટે જુઓ. અહમદી પુરવણી ઇંગ્રેજી પૃ. ૨૨.

રૂસ્તમબાગમાં શાહજાદા મુહમ્મદ આઝમશાહે મહેલો બંધાવ્યા ત્યારે બન્ને બાગોની જમીન પણ લઈ લીધી અને પોતે તંબુઓમાં મકાનો બંધાતા સુધી રહ્યો. એ સમયથી બન્ને બાગનું જીવન બાગ તરીકે નાશ પામ્યું. અને મીરાતે અહમદી લખાતી વખતે–અઢારમી સદીમાં–એ બધી જમીન શાહીબાગમાં ગણવામાં આવી.[૧૩]

આ પ્રમાણે ચાર બગીચા હાલના શાહીબાગની હદમાં સમાઈ ગયા છે. ઔરંગઝેબ બાદશાહના અંત સમય સુધી આ ચારે બાગનું જુદુ વ્યક્તિત્વ હતું. આઝમશાહે મહેલો બાંધ્યા પછી એ વ્યક્તિત્વ નાશ પામ્યું અને છેક ઔરંઝેબના અંત સમયે આઝમશાહનો પુત્ર શાહજાદો બેદાર બખ્ત સુબો થઇને આવ્યો ત્યારે બાપે બંધાવેલા મહેલો શાહીબાગમાં હતા ત્યાં આવી રહ્યો એમ અહમદીનો કર્તા લખે છે, એટલે એ સમયથી એ બધી જમીન પણ શાહીબાગમાં ગણાવા લાગી[૧૪] હોય અને રૂસ્તમ અને ગુલાબાગ નામ બંધ થયાં હોય એમ જણાય છે.

**શાહીબાગના નાશનું કારણ.**

આ પ્રમાણે બાદશાહજાદા મુહમ્મદ આઝમશાહના મહેલો થવા છતાં યે, અને શાહીબાગને નામે બધા બાગ જાણીતા થવા છતાં યે, એ આખા શાહીબાગની મનોહરતા કમી થઈ નહોતી. શાહીબાગની એ બધીયે ભૂમિ સરકારી કાળજીથી સચવાતી હતી. અને અમીરોના બાગ શહેરના કોટ સુધી હોવાથી અઢારમી સદીના ઉતરાર્ધ સુધી તો દીલ્હી દરવાજાની બહારનો બધોયે ભાગ એક મોટા ઉદ્યાન જેવો લાગતો હશે. અઢારમી સદીમાં મોગલાઈ નબળી પડતી ગઈ એમ સરકારી બગીચાની જમીન અમલદારો તાબે કરતા ગયા અને મરેઠા લશ્કરની વારંવારની લૂંટ અને અવર જવરથી આખા અમદાવાદનાં પરાં ઉજડ થયાં તે સાથે બાગ પણ ઉજડ થયા. મીરા તે અહમદીનો

૧૩. મીરાતે અહમદી ભા. ર. નીઝામુદીન સાહેબ કૃત ભાષાંતર.

૧૪. મીરાતે અહમદી ગૂ. ભા. ભા. ૧ પૃ. ૩૮૮. શાહીબાગ અને ગુલાબ બાગ સુધરાવવાના ઔરંગઝેબના હુકમ માટે જુઓ અહમદી ગૂ. ભા. ભા. ૧. પૃ. ૩૫૧.

કર્તા લખે છે કે સાબરમતીની મોટી રેલમાં નઝમુદ્દૌલા એ બંધાવેલો બે માળનો બુરજ પડી ગયો અને બાગને ઘણું નુકશાન થયું. અને બાગનાં ઝાડની કપાવીને મરેઠાઓએ લશ્કરને માટે કાકી કરાવી.[૧૫] અહમદીના કર્તાએ એક વખતના આખા દેશમાં સુંદર કહેવાતા એ ઉદ્યાનમાં જાર બાજરીની ખેતી થતી જોઈ હતી. છતાં યે અઢારમી સદીના અંત સુધી શહેરના લોકને ફરવાનું એ ઉત્તમ સ્થાન હતું. એનો છેવટનો બાગ તરીકે નાશ થવાનું કારણ સાબરમતીની રેલો અને મરેઠાઓ બન્યા હતા. ઈ. સ. ૧૮૭૫ ની રેલે પુરેપુરો નાશ કર્યો.

**હાલના દરીયાપુર કાઝીપુર, અને એની અંદરના હાલના શાહીબાગમાં અસલના બાગેશાહી અને રૂસ્તમ, બાગેશાહીનો સ્થળ નિર્ણય.** ગુલાબ અને શેતુર બાગનું સ્થાન ક્યાં છે એ જોવાનો સહેજ પ્રયત્ન કરીએ. શાહીબાગનો મહેલ હાલ આખો ઉભો છે એ અસલ બાગનું કેન્દ્રસ્થાન હશે; અને નદીના કીનારાને અસલ બાગના કોટની ઉત્તર હદમાની કલ્પનાને આગળ ચલાવીએ. એ ઉત્તરની સીમાની મધ્યમાં શાહીબાગનો મહેલ છે. એ મહેલની બરોબર સામે દક્ષિણે સડકે ચાલતાં સર રૂસ્તમજીના 'ધી રોઝરી' નામના બંગલાના ઝાંપાની સામે સડકની બાજુમાં પાયો દેખાય છે એ અસલ શાહીબાગના કોટના દરવાજાનો પાયો છે. ત્યાં અસલ દરવાજો હતો. કોટ તુટેલી અવસ્થામાં અઢારમીસદીના અંત સુધી હતો. નદી કીનારાની ઉત્તર હદને સમાંતર આ દરવાજાના પાયા આગળથી દક્ષિણ કોટની હદની કલ્પિત લીંટી દોરીએ એટલે એહદ આવશે. નારણઘાટ અને મીયાખાં ચીશ્તીની મસ્જીદની વચ્ચેના નાળા આગળથી નદીના કીનારાથી દક્ષિણ તરફ કલ્પિત લીંટી દોરતાં દક્ષિણની કલ્પિત હદને કાપે એટલી પશ્ચિમની હદ થઈ; અને પૂર્વની હદને માટે કલેકટર સાહેબના બંગલા આગળના નદી કીનારાથી નવરોજજી હોલની પાછળનાં ખેતરોમાં

**૧૫. મીરાતે અહમદી ભા, ૨. પૃ. ૨૪. એજ જગ્યાએ આગળ ખેતરો થયાનું અહમદીમાં લખ્યું છે.**



શાહીબાગનું મકાન: નદી તરફનો ભાગ

કુમાર પ્રિન્ટરી: અમદાવાદ

આંબલીનાં જીર્ણ ઝાડની[૧૬] સીધી હાર આગળ થઇને સબર્બન પોલીસ સ્ટેશન પાસે પ્રથમની દક્ષિણ હદની લીંટીને કાપે એ પૂર્વની કલ્પિત હદ ગણી શકાય. આ પ્રમાણે શાહીબાગની અસલ હદ, મહેલ, દરવાજાનો પાયો અને અહમદીમાં આપેલા બાગના ક્ષેત્રફળ, અને મીયાંખાંની મસ્જીદને અનુસરીને મળી રહે છે. અને એટલી જમીનમાં આશરે ૧૦૫ વીઘાં બંધ બેસી રહે છે. મીરાતે અહમદીમાં ભીમનાથ અને ખડગધારેશ્વર મુહમ્મદ અમીનખાંના બાગ પાસે છે એમ લખે છે. એટલે કલેકટરના બંગલા આગળ એ બંને મહાદેવની વચ્ચે અમીનખાંનો બાગ હોય. અમીનખાં ઔરંગઝેબના સમયમાં સુબો હતો. એની કબર ભદ્રમાં છે. અને એની સુબાગીરીના સમયમાં બાગનો ઉલ્લેખ નથી એટલે શાહીબાગની હદમાં જ પાછળથી એણે પોતાને માટે થોડો ભાગ જૂદો કર્યો હોય અને એ નામ કહેવાયું હોય.

**બાગેશાહીની અસલ હદમાં હાલનાં મકાનો.**

આ અસલ બાગેશાહીની હદમાં શાહીબાગનો મહેલ, છોટા શાહીબાગ, મીયાંખાં ચીસ્તીની મસ્જીદ, સર ચીનુભાઇનો બંગલો, રેલ્વેના બંગલા, સર રૂસ્તમજીના બંગલા, રા. પોપટલાલના બંગલા, સર સેતલવાડના બંગલા, કલેકટરના બંગલાનો થોડો ભાગ, સબર્બન પોલીસ સ્ટેશનનો થોડો ભાગ, અને ભીમનાથ મહાદેવ એટલી જગ્યાઓ હાલ આવી જાય છે.

**રૂસ્તમ બાગનો સ્થળ નિર્ણય.**

બાગેશાહી અને હાલના કેમ્પની વચ્ચેનો મોટો ભાગ જેમાં હાલ ખડ્‌ગ ધારેશ્વર મહાદેવ, નવરોજી હોલ, એની સામેનો થોડો ભાગ, રા. ચૈતન્યપ્રસાદનો બંગલો વગેરે છે તે પણ હાલના શાહીબાગની હદમાં તો ગણાય છે. પણ એ ભાગનો ઇતિહાસ પણ સહેજ જાણવા

૧૬. એજ પૃ. ૨૪. પ્રો. નવાબઅલીની આ વૃત્તિમાં લાલ આંબલીનાં ઝાડ હતાં એમ લખ્યું છે, અને ગૂજરાતી અહમદીમાં આંબળાંના ઝાડ લખ્યું છે. બીજી ફારસી પ્રત પ્રમાણે આંબલીના ઝાડ ખરાં છે, અને એ ઝાડ આજે પણ ઉભાં છે. મીરાતે અહમદી લખે છે કે એની આંબલીનો મુરબ્બો ઇરાન સુધી જતો હતો. આ આંબલીનાં ઝાડ જીર્ણ થયેલાં સાધારણ આંબલી કરતાં જુદા દેખાવનાં છે.

જેવો છે. આગળ જોયું તેમ મીરાતે અહમદીમાં રૂસ્તમ બાગ ગુલાબ બાગ અને શેતુર બાગની હદ શાહીબાગમાં મળી ગઈ છે. ગુલાબ અને શેતુર બાગની જમીન શાહીબાગમાં ગણાય છે એમ સ્પષ્ટ ઉલ્લેખ છે. અને રૂસ્તમબાગ, ગુલાબબાગ અને શેતુરબાગ ત્રણે મુહમ્મદ આઝમશાહના મહેલ માટે રોકાઇ ગયા એવો પણ સ્પષ્ટ ઉલ્લેખ છે. એટલે આ ત્રણે બાગ એકબીજાની અને શાહીબાગની જોડે જ હતા અને અડકેલા હતા એમ સિદ્ધ થાય છે. એ બાગો શાહીબાગની કયી બાજુ હતા એ જ નક્કી કરવાનું રહે છે. શાહીબાગની પશ્ચિમે એ હોવાનો સંભવ નથી. કારણ કે દરીયાપુર પરાની હદ, દરીયાખાંનો ઘુમટ, અને દુધેશ્વરનું સ્મશાન પાસે હોવાથી એ ત્રણે બાગ સાથે થાય એટલી ત્યાં જગ્યા નથી. રૂસ્તમ બાગ નદી કીનારે શહેરની ઉત્તરે બાદશાહી વખતથી છે છતાં મુલતાનપુર કે બીજા કોઈ પરાનો એની સાથે ઉલ્લેખ નથી. રૂસ્તમ બાગ એકલો ૬૦ વીઘાંનો હતો એમ સ્પષ્ટ લખેલું છે અને એને જોડાયલા ગુલાબ શેતુર બાગ હતા એટલે એટલી જમીન પશ્ચિમે નદી કીનારે દરીયાખાંના ઘુમટ આગળ મળે એમ નથી. એટલે શાહીબાગની પશ્ચિમે નહી પણ પૂર્વે ખડ્ગ-ધારેશ્વર પાસે આ બાગો હોવાનો સંભવ બલવત્તર થાય છે. શાહી-બાગની પૂર્વની જે કલ્પિત હદ ઉપર જોઇ તેને અડકીને ખડ્ગધારેશ્વરથી કેમ્પ બાજુ જતાં જૂના કુવા અને મોટાં ઘટાવાળાં ઝાડ હતાં, અને ઓગણીસમી સદીમાં લોકો, દીવસે પણ ઝાડની ઘટાને લીધે અંધારૂં હોવાથી, એ જગ્યાને અંધારી વાડી કહેતા હતા, અને અમદાવાદ ગેઝેટીયરમાં પણ શાહીબાગની પેલી બાજુ અંધારી વાડી નામનો એક પુરાણો બાગ છે, અને એમાં મોટાં ખંડેરો છે એમ લખ્યું છે.[૧૭] એ જગ્યાએ કોઇ મોટો પુરાણો બાગ હોય એવાં ચિન્હો ઓગણીસમી સદીના અંત સુધી હતાં; અને ૧૮૭૫ ના પુર સુધી ખંડેરોનો મોટો ભાગ

૧૭. અમદાવાદ ગેઝેટીયર પૃ. ૨૮૩. "Besides Shahibag, there was, a little beyond, an older garden called Andhari Badi, or dark garden. with large ruins." **અંધારી વાડી લોકો ખડ્ગધારેશ્વર બાજુજ કહે છે એટલે એ બાગ રૂસ્તમ બાગજ એનાં ખંડેરો સાથે હોવો જોઇએ.**

પડેલો હતો. શાહીબાગ અને કેમ્પની હદ વચ્ચેનું ઘરનાળું અને હાલ ડીસ્ટ્રીક્ટ જજ રહે છે એ જગ્યાનો કેટલોક ભાગ પણ રૂસ્તમ બાગમાં હશે એમ માનવાને કારણ છે; અને વીસમી સદીની શરૂઆત સુધી ત્યાં ખંડેરો હતાં એમ કહેવાય છે. નવરોજજી હોલની સામે અને ડીસ્ટ્રીક્ટ જજના બંગલાની પડખે એક મોટા ખાડાની કીનારે એક લાંબી જીર્ણ ભીંત બુરજોવાળી આજે પણ દેખાય છે. આ ખાડો ચોમાસામાં ભરાય છે, અને એને લાલીબુનું તળાવ કહે છે. આ લાલીબુના તળાવનો કાંઇ ઉલ્લેખ મળતો નથી. લાલીબુ કોણ હતી એ પણ કાંઇ જણાતું નથી.[૧૮] તળાવની ઉત્તરે જે બુરજોવાળી ભીંત જણાય છે તે પ્રાચીન છે અને અડધા ફર્લોંગ જેટલી છે. એ કોટની દીવાલ હશે કે તળાવનો બંધ બાંધેલો હશે એ કહેવું મુશ્કેલ છે; પણ એનો દેખાવ તળાવના બંધ જેવો છે. આ બધું જોતાં બાદશાહ-જાદા આઝમશાહના મહેલો અને મહેલને લગતાં મકાનોનાં ખંડેરોનો એ પણ કોઇ ભાગ હશે એમ જણાય છે. એ સીવાય હાલના શાહીબાગની હદમાં શાહજાદાના મહેલની કાંઇ નીશાની દેખાતી નથી, તેમ જ બીજું પણ કોઈ એવું ખંડેર હાલ જણાતું નથી. એટલે નદી કીનારે રૂસ્તમ બાગ એ ભાગમાં હશે એમ માનવાને સબળ કારણ મળે છે.

**લાલીબુનું તળાવ.**

રૂસ્તમ બાગની સાથે ગુલાબ અને શેતુર બાગની જમીન આઝમશાહના મહેલોને તાબે લઇ લેવામાં આવી હતી તે આગળ જોયું અને એ ત્રણે બાગ એકબીજાને જોડાયલા હતા. ગુલાબ બાગ નદી કીનારે હોવાનું લખ્યું નથી. એટલે રૂસ્તમ બાગની દક્ષિણે એ બાગ એકબીજાથી જોડાયલા હશે એમ માની શકાય, અને પશ્ચિમે એ બન્ને શાહીબાગથી જોડાયલા હશે. મહેલોને લગતાં મકાનો બાંધવામાં

**ગુલાબ અને શેતુર બાગનો સ્થળ નિર્ણય.**

૧૮. એમ કહેવાય છે કે લાલી નામની કોઈ હલકાવર્ણની હિંદુ સ્ત્રી ત્યાં ભૂત થઈ હતી તેથી એ તળાવનું નામ લાલીનું તળાવ પડયું છે.

આ બન્ને બાગ ઉપયોગમાં લેવાયા હતા. હાલ નવરોજજી હોલની બાજુમાં ચૈતન્યપ્રસાદના બંગલાની અને તેની પાછળની ખેતરોની જમીન ઓગણીસમી સદીના અંત સુધી 'કોટડાં'ને નામે ઓળખાતી; અને કોટડું એટલે ખંડેરોનો સમુહ એ જાણીતું છે. એ ખેતરોમાંથી શહેરમાં બંધાતાં મકાનો માટે રોડાં લઇ જવામાં આવતાં. એટલે એ બધી જગ્યા ઉપર અસલ ખંડેરો હશે એમ માનવાને ખાસ કારણ છે. ઈ. સ. ૧૮૯૦ માં રૂશીયાનાં માજી ઝાર યુવરાજ હતા ત્યારે અમદાવાદ જોવા આવ્યા હતા. તે વખતના ગવર્નર સાથે એમનો રસાલો શાહીબાગમાં રસ્તા ઉપર અર્ધ ચંદ્રાકારથી તંબુઓમાં પડેલો હતો. એ રસાલાની બાજુમાં કોઇ પ્રાચીન મકાનોનાં ખરાબ દેખાવનાં ખંડેરો હતાં એમ એ મુસાફરીનો હેવાલ લખનાર લખે છે.[૧૯] શાહીબાગમાં જે રસ્તો છે તે મહેલની સામે અને પૂર્વે છે એટલે એ રસ્તા આગળનાં ખેતરોમાં રસાલો પડયો હશે. અને એની બાજુમાં ખંડેરો દેખાતાં હતાં એટલે આગળ ધારેલી જગ્યાએ જ લગભગ આવે છે, અને એને જ કોટડું કહેતા હશે. એટલે રૂસ્તમ બાગ સાથે ગુલાબ બાગનાં મકાનોનાં ખંડરો પણ શાહી-બાગની પૂર્વ હદ ઉપર પથરાયલાં હશે એમ માની શકાય. મીરાતે અહમદીમાં લખેલું છે કે શાહીબાગમાં લાલ આંબલીનાં ઝાડ હતાં અને ગુલાબ બાગમાં પણ આંબલીનાં ઝાડ વધી જવાથી ગુલાબનાં છોડ બગડતા હતા. અને એ સુધારવા માટે બાદશાહી ફરમાન આવ્યું હતું. આગળ જોયું એ કોટડું કહેવાતાં ખેતરોમાં આજે પણ લાલ આંબલીના ઝાડ જીર્ણ અવસ્થામાં ઉભાં છે અને એ ઘણા જૂના છે, અને એકસરખી હારમાં ઉગેલાં છે. એ હાર ગુલાબ બાગ અને શાહીબાગની હદ ઉપર આવી રહે છે, અને શાહીબાગથી પૂર્વે ગુલાબ બાગનું સ્થાન ચોક્કસ કરે છે અને આ ત્રણે બગીચાની અસલ સરહદમાં હાલ ખડ્ગધારેશ્વર, નવરોજી

રૂસ્તમ અને ગુલાબ વગેરે બાગમાં આવતાં હાલનાં મકાનો.

૧૯. જુઓ Travels in the East of Nicholas II Emperor of Russia Vol. I p. 273' : By Prince E Cohtomsky.

હોલ, ચૈતન્યપ્રસાદનો બંગલો અને એ બધાની આસપાસનાં અને પાછળનાં પડતર ખેતરોની જમીન આવી જાય છે.

મેન્ડેલોએ કરેલું શાહીબાગનું વર્ણન. ૧૬૩૮

બાગોનાં વર્ણનની મનોહર શાંતિમાંથી એના સ્થળ નિર્ણયના સૂકા રણમાં ઘડીવાર રખડી હવે એ કલ્પનામય સુંદર શીતળ છાયામાં પાછા પ્રવેશ કરીએ શાહજહાંએ દુ:ખથી પીડાતાં માણસોને મદદ કરવાની કોમળ ભાવનાથી શાહીબાગ બનાવ્યો, અને ઔરંગઝેબના રાજ્યના અંત સુધી એની કાળજીપૂર્વક સંભાળ લેવાઇ. શાહીબાગ બંધાયા પછી થોડાં વર્ષો ( ઇ. સ. ૧૬૩૮ )માં જર્મન મુસાફર મેન્ડેલો અમદાવાદમાં આવ્યો હતો[૨૦] એ લખે છે કે "બાદશાહનો બાગ ઘણો વિશાળ અને કોટથી ઘેરાયલો હતો. એની અંદર નહેરો પાણીથી ભરેલી રહેતી. અને મકાન મનોહર ઓરડાઓવાળું ઘણું સુંદર હતું. ત્યાંથી ચારસો પગલાં આગળ જતાં પથ્થરના પુલ ઉપર થઇને 'નગીના' ( The Jewel ) નામના એકબીજા બાગમા જવાતું. એ બાગ એક ધનવાન સુંદર કન્યાએ બનાવ્યો હતો, અને બહુ મોટો નહોતો, અને અંદરનું મકાન પણ બહુ મોટું નહોતું; પરંતુ બન્ને એવી રીતે ગોઠવાયા હતા, અને ઉંચી જગ્યાએ આવેલા હતા કે પુલ પાસે આવતાં આસપાસનો ભાગ દેખાતો, અને એ બધુંયે એવું સુંદર લાગતું કે એવું મેં ભાગ્યે જ કાંઇ જોયું હશે. શીયાળામાં બાગની વચ્ચેનો મોટો હોજ વર્ષાદથી ભરેલો હોય છે પરંતુ ઉનાળામાં પાણી બળદથી ખેંચીને પાવામાં આવે છે, અને કુવા એટલા ઉંડા છે કે કદી સુકાય નહીં." મેન્ડેલોના આ વર્ણનમાં કાંકરીયાની નગીનાવાડી અને શાહીબાગ બન્નેને મેળવી વર્ણનમાં કાંઇક ગોટાળો કર્યો હોય એમ જણાય છે. પરંતુ આખું વર્ણન વાંચતાં અને શાહીબાગની સ્થિતિ વારંવારની નદીની રેલો, મરાઠા લશ્કરનો ત્રાસ, અને ૧૮૧૯ ના ધરતીકંપ એ ત્રણ કારણોથી એટલી બદલાઇ ગઇ છે કે અસલ ખરૂં શું હશે એ કલ્પવાનું સાધન પણ નહી જેવું જ છે.

૨૦. Burgess: Architecture of Ahmedabad Vol. II P. 57. Archaeological survery of Westen India.

એ પછી ઇ. સ. ૧૬૬૬ માં થેવેનો શાહીબાગનું વર્ણન આ પ્રમાણે કરે છે.[૨૧] "શહેરમાં નદીની બાજુ પર શાહીબાગ આવી રહ્યો છે. એમાં હિંદુસ્તાનમાં ઉગતાં હરેક પ્રકારનાં વૃક્ષો છે. બન્ને બાજુપર ઝાડવાળા સીધા લાંબા રસ્તા કરેલા છે; જે પેરીસના 'કુર્સદલા રેઇ'ના જેવા દેખાય છે; અને એ ઘણા પહોળા છે. ખરૂં પુછો તો એ અનેક બગીચાઓ નાટકશાળાની જેમ ચઢતા ઉતરતા ગોઠવાયલા છે. એનો છેક ઉપરનો રસ્તો જાણે અગાશી પરનો રસ્તો છે. એના ઉપરથી ફરતાં અનેક ગાઉ સુધીનાં ગામડાં જોઇ શકાય છે. આ બગીચાનું ક્ષેત્રફળ ઘણું વિસ્તારવાળું હોવાથી એના લાંબા રસ્તાઓ પરથી ઘણું સરસ જોવાનું મળે છે. એની મધ્યમાં ફુલ ઝાડના ક્યારાના ક્યારા વાવેલા છે, જે બાગને એક છેડેથી બીજે છેડે પહોંચે છે. ચાર રસ્તા મળે છે ત્યાં મધ્યમાં એક લતામંડપ છે. અને એની ઉપર લીલાં કાચનાં નળીયાં છે. ત્યાં શહેરના બધા યુવાન માણસો તેમાં આવેલા વિવિધ રંગી માછલાંથી ભરપુર કુંડ પર હવા ખાવા જાય છે.

થેવેનોએ કરેલું વર્ણન. ૧૬૬૬

ઇ. સ. ૧૭૮૧માં જનરલ ગોડાર્ડની પછી જેમ્સ ફોર્બ્સે શાહીબાગ જોયો હતો. પણ એ વખતે બાગ અસલ સ્થિતિમાં નહોતો. મીરાતે અહમદીનો કર્તા એ સમય લગભગની એક રેલથી ઘણાંખરાં મકાનો બુરજ વગેરે પડી જઈ બાગનાં ગુલાબ વગેરે ફુલઝાડને ઘણું નુકશાન થયું હતું એમ લખે છે. છતાં ફોર્બ્સ લખે છે કે ભાંગેલા ફુઆરા અને નહેરો, અને પરદેશી દેખાવનાં કેટલાંક વૃક્ષો એ સમયે પણ હતાં. કોટ છેક પડી ગયેલી સ્થિતિમાં હતો. રસ્તાની ઝાડની ઘટા, અમીરોના બાગનાં અવશેષો વગેરેને લીધે ફોર્બ્સને છેક શહેર કોટના દરવાજા સુધી બાગ જેવું લાગ્યું હતું. છતાં એ સમયે એને એકલા મહેલ સિવાય આખો

જેમ્સ ફોર્બ્સનું વર્ણન ૧૭૮૧.

૨૧. થેવેનોનું અમદાવાદનું વર્ણન પુરાતત્વ પુ. ૨. પૃ. ૨૦૧ અમદાવાદ ગેઝેટીયર પૃ. ૨૮૩ નોંધ.

બાગ શૂન્ય અને ઉજાડ લાગ્યો હતો. કેટલાંક તાડ, શરૂ, ખજુરી, નારીયેળ, ચંદન આંબા, આંબલીનાં ઝાડ એ વખતે પણ હતાં.[૨૨]

ઓગણીસમી સદીમાં શાહીબાગની સ્થિતિ.

એ પછી મરેઠા સમયના બાકીનાં ચાલીશ વર્ષમાં શાહીબાગની નીશાની પણ રહી નહી. કુદરત અને રાજસત્તા બન્નેને બાગની દરકાર ન હોતી. બન્નેએ સરખો નાશ કર્યો છે. જુનાં ખંડેરો પણ ધીમે ધીમે નાશ પામ્યાં અને એનાં રોડાં પણ ચાલ્યાં ગયાં. અગીઆર કુવામાંથી અહીં તહીં થોડા કુવા દેખાય છે; અને પુરાણી ઇટો ઉપરથી આજે પણ પરખાય છે. સર રૂસ્તમજીના એક મકાનનું નામ 'ધી હીસ્ટોરીકલ વેલ'–ઐતિહાસિક કુવો–છે એમાં કદાચ એવો કોઈ કુવો હશે. તેમ વીસમી સદીના પહેલા દશકા સુધી તો શાહીબાગમાં મોટે ભાગે જાર બાજરીની ખેતી જ થતી.

શાહજહાંન સ્થાપત્યનો પાઠ કયાં શીખ્યો ?

શાહજહાં જેવા બાંધ કામ માટે ઇતિહાસમાં અમર થઇ ગયેલા બાદશાહને હાથે શાહીબાગ બંધાયો એ શાહીબાગના જન્મની એક અદ્દ્ભૂત બીના છે. શાહજહાં એની ભરજુવાનીમાં–જીવનની બીજી વીશીની શરૂઆતમાં–એના પિતાનો માનીતો હતો અને પિતાની સાથે અમદાવાદમાં આવ્યો હતો. તાજમહાલના જગપ્રસિદ્ધ મકાનથી દુનીયામાં વિખ્યાત બનેલી એની જીવન સખી પણ એ વખતે અમદાવાદમાં જ હશે એમ સંજોગો ઉપરથી સમજાય છે, કારણકે જહાંગીર સાથે આખોયે જનાનો ૧૬૧૮ના અંતમાં અમદાવાદથી નીકળ્યો કે થોડા સમયમાં જ દાહોદમાં ઔરંગઝેબનો જન્મ થયો છે. એટલે જીવનના ખરેખરા સમયમાં, રાજ્યનો ભાર અને ચિંતા આવતા પહેલાં, પિતાના માન અને લાડમાં, શાહજહાંએ જીવનનો ખરા સુખનો ભાગ અમદાવાદમાં ગાળ્યો હશે. અને મુમતાજ મહાલ જેવી સ્નેહાળ અને સુંદર પત્નીના સંગમાં અમદાવાદના કોમળ, કાવ્ય જેવા સ્થાપત્ય અને કલાએ શાહજહાંના મનમાં સુંદર બાંધ કામનાં બીજ રોપ્યાં હશે. ભવિષ્યમાં આગ્રા અને શાહજહાંનાબાદ–

૨૨. Forbes; Oriental Memoirs Vol, II p. p. 205–207.

દિલ્હીમાં અનુપમ સ્થાપત્ય ઉભું કરનાર શોખીન સમ્રાટમાં કલાની ભાવના અમદાવાદમાં ઉત્પન્ન થઇ હશે. શાહજહાંએ બાદશાહ બન્યા પછી દિલ્હીને આગ્રા શણગાર્યાં પહેલાં અમદાવાદ જેવું સુંદર શહેર હિંદમાં ન હોતું એ ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે. દિલ્હી આગ્રાના સ્થાપત્યના મહાન પાઠનો 'એકડે એક' શાહીબાગ બાંધીને ઘુંટયો હતો.[૨૩]

**શાહજાંએ શાહીબાગમાં પણ પગ મુકયો નથી.**

ઘણીવાર એવું બને છે કે રસોઈ તૈયાર કરાવનાર પોતે જમી શકતો નથી. અને મકાન બંધાવનારને રહેવાનો વારો આવતો નથી. વિધિનોએ અગમ્ય ખેલ છે. શાહીબાગમાં એના શોખીન બંધાવનારે પગ પણ મુકયો નથી. એમ કહેવાય છે કે શાહીબાગ બંધાવ્યા પછી શાહજહાંએ એને જોવા માટે સ્વારી કાઢી. શાહજાદો હાથીએ ચઢીને બાગ જોવા નીકળ્યો. બાગના દરવાજામાં બાદશાહી બુલંદ હાથી પેસી શકયો નહી. તાજમહાલ બંધાવનાર રસિક

૨૩. આ વિચારો જેમ્સ ડગ્લાસે 'વેસ્ટર્ન ઇન્ડીયા' નામના પોતાના પુસ્તકમાં લખ્યા છે. અમદાવાદના સ્થાપત્યની અપૂર્વ નવીનતા અને કોમળ મનોહરતાથી મોહીત થઈ એ લેખક શાહજહાં સ્થાપત્યના પાઠ અમદાવામાં ભણ્યો હશે એમ કલ્પે છે. એમાં સત્ય છે એ તો કહી શકાય એમ નથી. પરંતુ હિંદમાં સ્થાપત્યની કલાને પોષનાર એ મોટામાં મોટો બાદશાહ હતો. અને એ વખતે દિલ્હી, આગ્રા, કરતાં એ અમદાવાદ વધારે સુંદર શહેર હતું એ ઇતિહાસ પ્રસિદ્ધ ખરી વાત છે. એટલે અમદાવાદની કલાએ શાહજહાંના મગજમાં પ્રેરણા કરી હશે એ વાત છેક હસી કાઢવા જેવી નથી. જુઓ Western India by Dauglas. p. 307–314. "Shahjahan ! It is not for nothing though art in Ahmedabad.....Thy god is Architecture....Is it too much to suppose that it was here the master-builder drank in the elements of his taste which was to display such glorious results elswere: the bud was here: the blossom and fruit to be in Agra? It was on the Garden Palace (Shahi Bag.) and for such a beneficent purpose that Shah Jahan tried his prentice hand in Ahmedabad."



બંગાળી ઢબની દરગાહો

કુમાર પ્રિન્ટરી : અમદાવાદ

બાદશાહજાદાને થયું કે જેનો દરવાજો આવો છે તે બાગ અને મકાન કેવું હશે ! શાહી હાથી ત્યાંથી જ પાછો ફર્યો; અને દરવાજો સુધારવાનો હુકમ થયો. એ પછી શાહજહાંને એમાં પ્રવેશ કરવાનો સમય આવ્યો નથી.[૨૪]

આ દંતકથા છે. પરંતુ શાહજહાંએ શાહીબાગમાં પગ નહી મુકયો હોય એમ માનવાને કારણુ છે. અને

એ દંતકથામાં રહેલું સત્ય. બાદશાહને એ પસંદ ન આવ્યો હોય એમ પણ માની શકાય. શાહીબાગ બંધાયા પછી પાંચ વર્ષે હી. સં. ૧૦૩૭માં શાહજહાં સ્વતંત્ર થઇ બાદશાહ થાય છે, અને દક્ષિણ તરફથી અમદાવાદને રસ્તે આગ્રે જઈ ગાદીએ બેસવા માટે જાય છે. મીરાતે અહમદીમાં શાહજહાંની સુબેદારીના સમયમાં એના હુકમથી શાહીબાગ બંધાયો એ સીવાય બીજો કાંઇ પણ ઉલ્લેખ શાહજહાંના રાજ્યમાં શાહીબાગ માટે નથી. પોતાને બાદશાહ જાહેર કર્યા પછી આગ્રે જતાં શાહજહાં અમદાવાદમાં આઠ દીવસ મુકામ કરે છે, અને ગુજરાતના સુબાની વ્યવસ્થા કરે છે. આ વખતે પણ શાહીબાગનો ઉલ્લેખ નથી. શાહજહાંએ કાંકરીયા તળાવ ઉપર તંબુ ઠોકી મુકામ કર્યો એમ અહમદી સ્પષ્ટ લખે છે.[૨૫] જો શાહીબાગ બાદશાહને રહેવા લાયક હોત તો પોતાના બંધાવેલા મકાનમાં

૨૪. Briggs Cities of Gujarashtra: બ્રીગ્ઝે આ વાત દંતકથા તરીકે લખી છે.

૨૫ મીરાતે અહમદી ગૂ. ભા. ૧. પૃ. ૨૦૮.

શાહજહાં પોતે સુબો નીમાયા પછી શાહીબાગ બાંધવા હુકમ આપ્યો અને કુદરતી રીતે એ કામ એ વખતના દીવાન સૈફખાં જેવા પ્રસિદ્ધ અને બુદ્ધિશાળી અમલદારના હાથમાં હશે સૈફખાં પોતે પણ બાંધવાનો શોખીન હતો. પાછળથી શાહજહાંએ બળવો કર્યો ત્યારે સૈફખાંએ જહાંગીરનો પક્ષ લઇ શાહજહાં તરફથી લડવા આવનાર અબદુલ્લાખાં બહાદુર ફીરોઝ જંગને હરાવ્યો. અને યાદગીરીમાં જેતલપુર પાસે જીત બાગ બનાવ્યો. શાહજહાં બાદશાહ થયા પછી અમદાવાદ આઠ દીવસ રહ્યો હતો ત્યારે ઉપગના કારણુથી એના હુકમથી સૈફખાં કેદ થયો હતો. પાછળથી લાગવગ થયાથી એ છુટે છે. સૈફખાંએ મસજીદો મદ્રેસા અને દવાખાનાં પણ બાંધ્યાં છે. મને લાગે છે સૈફખાં રહેતો હોય અગર એને લગતા કોઈ કારણુથી શાહીબાગમાં

એ જરૂર રહેત. એટલે ઉપરની દંતકથામાં સત્યનો અંશ વધારે છે.

બાદશાહ થયા પછી શાહજહાં આગ્રે જાય છે અને એ પછી એને કે ઔરંગઝેબને બાદશાહીના સમયમાં શાહીબાગમાં રહી ગયેલી અમદાવાદ આવવાનો સમય મળ્યો નથી. સુબા પ્રસિદ્ધ વ્યક્તિઓ. તરીકે શાહજહાંના સમયમાં જ ઔરંગઝેબ, દારાશુકોહ, મુરાદ બક્ષ, વગેરે શાહજાદાઓ અને આઝમશાહ જેવા સુબાઓ અમદાવાદમાં રહી ગયા છે. એ વ્યક્તિઓ શાહીબાગમાં રહી હશે? ઇતિહાસે એ કાંઈ નોંધ્યું નથી. પરંતુ રહ્યા ન હોય તો પણ મીજલસો ભરી હોય અને આનંદની રાત્રીઓ એવા સુંદર બાગમાં ગાળી હોય એમ તો ઉલ્લેખોના આધાર ન હોય તોપણ માનવું પડે. પરંતુ ઇતિહાસકાર નોંધે એવું કોઈ કાર્ય ત્યાં નહી થયું હોય. ઔરંગઝેબના સમયમાં પણ શાહીબાગના ઉલ્લેખો ઓછા જ છે. છેક અઢારમી સદીની શરૂઆતમાં શાહજાદા મુહમ્મદ આઝમશાહને જૂનાં મકાનો ન ગમ્યા અને રૂસ્તમ બાગમાં નવા મહેલ કર્યા. એટલે એ શાહજાદો શાહીબાગમાં—હાલના શાહીબાગ ની હદમાં—રહી ગયો એ સ્પષ્ટ છે. અને એના પછી એનો પુત્ર બેદારબખ્ત સુબો થયો એ પણ ત્યાં જ રહેતો. અને અસ્ત પામતી મોગલાઈના સમયમાં અમદાવાદમાં હોળી વખતે હિંદુમુસલમાનનું હુલ્લડ થયું ત્યારે સુબો દાઉદખાં પની શાહીબાગમાં રહેતો હતો.[૨૬] ઈ. સ. ૧૭૨૫માં દક્ષિણના

શાહજહાંએ પગ ન મુકયો હોય. શાહીબાગની બાંધણીમાં પણ શાહજહાંના હુકમ સીવાય બીજું કાંઇ દેખાતું નથી. અને સૈફખાંએ જ હુકમ પ્રમાણે બાગ અને મહેલ બાંધ્યા હોય એમ શાહજહાંની સુબાગીરીનાં વર્ષોનો ઇતિહાસ તપાસતાં લાગી આવે છે. પરંતુ સ્પષ્ટ ઉલ્લેખ જડતા નથી.

૨૬. મીરાતે અહમદી ગૂ. ભા. ભા. ૧ પૃ. ૪૩૧ અને ગૂ. ગેઝેટીયર. પૃ. ૩૦૫. હામીદખાં અને સુજાતઅલી, ઇબ્રાહીમકુલી અને રૂસ્તમઅલીની લડાઇ જાણીતી છે. એના 'શલોકા' પણ ગૂજરાતમાં ગવાયા છે. બ્રીગ્ઝ હામીદખાંએ મરાઠાઓને શાહીબાગમાં હરાવ્યા એમ લખે છે એમાં કાંઇ ફેર જણાય છે. હામીદખાંએ શીરપાવ લેવા માટે મરાઠાઓને હરાવ્યાની વાત દીલ્હી પહોંચાડી હતી એ ગપ હતી એમ જણાય છે. હામીદખાં શાહી-બાગમાં રહ્યો હતો એ ખરી વાત છે.

પ્રસિદ્ધ નિઝામુલ્મુલ્કના કાકા હમીદખાંએ સુજાતઅલી અને ઇબ્રાહીમ કુલીખાંને હરાવેલા તે સમયે શાહીબાગમાં વાસ કર્યો હતો. એટલું જ ઇતિહાસે નોંધ્યું છે.

**શાહીબાગમાં બનેલા કરૂણ બનાવો.**

આ સિવાય શાહીબાગમાં કરૂણ રસ પણ ભજવાયો છે. મહમ્મદ આઝમશાહની સ્ત્રી જાની બેગમનો સ્વર્ગવાસ અમદાવાદમાં શાહીબાગમાં થયો. અહમદી લખે છે કે શાહીબાગ પાસે દીવાલ બાંધી એમાં એના શબને દફન કર્યું અને પછી કાઢીને દીલ્હી લઇ ગયા.[27] પરંતુ એથી વધારે કરૂણ બનાવ ઔરંગઝેબની સુબાગીરીમાં થયો હતો. એ મહાપુરૂષનું ધર્મઝનુન નાનપણથી જ હતું અને એજ એક દોષ એના ચારિત્રમાં હતો. એની ટુંકી સુબાગીરીમાં અમદાવાદમાં બે હુલ્લડો થયાં, એ બન્ને ધાર્મિક હતાં. એક હુલ્લડ મેહદીપંથના સૈયદ રાજુને લીધે થયું હતું. ઔરંગઝેબે મેહદીપંથના લોકો સાથે સૈયદ રાજુને શહેર છોડી જવાનો હુકમ કર્યો. એ લોકો રૂસ્તમબાગમાં આવી ભેગા થયા. સુબાએ ત્યાંથી કાઢવાને લશ્કર મોકલ્યું ત્યારે એક પછી એક બધા બહાર નીકળી કપાઇ ગયા. અને સૈયદ રાજુ શહીદ થયા. આ કરૂણ બનાવ[28] રૂસ્તમબાગ બહાર ગુલાબબાગની જમીનમાં બન્યો હશે, એમ મનાય.

**શાહીબાગની પચરંગી વિવિધતા.**

શાહીબાગ હાલ અમદાવાદના ધનવાન પુરૂષો અને અમલદારોને રહેવાનું પ્રિય સ્થાન છે. દરેક મોટાં શહેરોમાં એવાં સ્થાન હોય છે. મુંબાઇમાં વાલકેશ્વર અને મદ્રાસમાં ફીલપૅાક એવાં જ સ્થળો છે. કલકત્તા અને દીલ્હીમાં પણ એવાં સ્થળો છે. પરંતુ શહેરનાં એક સ્થળ તરીકે ભાગ્યે જ એ કોઇ સ્થળોના ઇતિહાસમાં શાહીબાગ જેટલી વિવિધતા હશે. શાહીબાગની દરેક વસ્તુઓમાં પચરંગી વિવિધતા છે. એના ઇતિહાસમાં, એના સંસર્ગમાં

૨૭. એજ પૃ. ૭૬૭,

૨૮. એજ પૃ. ૨૨૭. મેહમદી પંથવાળા ઇમામ મેહદી થઇ ગયા એમ માને છે અને બીજા મુસલમાનો એ થવાના છે એમ માને છે આ ફેર, સીવાય બીજા પણ એવા ફેર છે. આ પંથના લોકો પાલણપુરમાં છે.

આવેલી મહાન ઐતિહાસિક વ્યક્તિઓમાં, એમાં આવેલાં ધાર્મિક સ્થળોમાં, એના પ્રાચીન અવશેષો અને નવીન મકાનોના સ્થાપત્યમાં એમ દરેકમાં પચરંગીપણું છે, અને એ બધું સાથે શાહીબાગના આખાયે ઇતિહાસને મેઘ ધનુષ જેવી મનોહર વિવિધતાવાળો બનાવે છે. વાલકેશ્વર, કીલપૉક કે ભવાનીપુરમાં એવી કાંઈ વિવિધતા નથી.

**શાહીબાગની વધુ મુલાકાતો**

શાહજહાં જેવા પ્રસિદ્ધ સમ્રાટે એને જન્મ આપ્યો. અને મોગલ સમયમા એમાં આવેલા પ્રસિદ્ધ પુરુષો ઉપર જોયા. મરેઠા અને ઇંગ્રેજી સમયમાં પણ શાહીબાગ છેક સુનો નથી રહ્યો. મારવાડ અને મરેઠાના રાજાનો મેળાપ શાહીબાગમાં થયો હતો. મહારાજા અભેસિંહ ગૂજરાતનો સુબો હતો ત્યારે બાજીરાવ પેશ્વા વડોદરે આવેલા. એ બન્ને ગાયકવાડ સામે અને એક બીજાનો સ્વાર્થ સાધવા બાજી ખેલતા હતા. અભેસિંહે મસલત કરવા બાજીરાવને અમદાવાદમાં નોતર્યો, અને બન્નેની રાજદ્વારી મસલત શાહીબાગમાં થઈ હતી[૨૯] આગળ જે મુસાફરોનાં વર્ણનો જોયાં તેમાં ફ્રેન્ચ, જર્મન, અને ઇંગ્રેજ આવી ગયા. છેક ઓગણીસમી સદીમાં રૂશીયાના માજી ઝાર પણ આવીને શાહીબાગમાં એ સમયના ગવર્નર લં.ડ હેરીસની સાથે રહ્યા હતા, અને નાતાલનું જમણ શાહીબાગમાં જમ્યા હતા. એ જમણમાં આ સાથે, સુંદર કલ્પનાઓને પોષવા માટે દુનીયાની મુસાફરીએ નીકળેલો ફ્રેંચ કલાકાર એમી મોરોટ (Aime Morot) પણ હતો.[૩૦] અંગ્રેજી અમલમાં તો ઉત્તર વિભાગના કમીશરનું શાહીબાગમાં જ સ્થાન થયું. આ મુલાકાતો પચરંગી નથી?

**શાહીબાગની જુદી જુદી દશા.**

શરૂઆતમાં આ ભૂમિ ઉપર પરાં અને બાગ હતા. પછી એક વિશાળ અને સુંદર બગીચો થયો, એનો બાંધનાર એમાં રહી શકયો નહી; બાગનાં ઝાડની કાડી થઇ, બાગના કયારા અને ફુવારા નાશ પામ્યા; બાગને બદલે જાર બાજરીનાં ખેતરો થયાં; ઓગણીસમી સદીની શરૂઆતમાં પર્વ ઉપર નદીએ નહાવા

૨૯. ગૂજરાત ગેઝેટીયર પૃ. ૩૧૨.

૩૦ ઝાર નીકોલસ બીજાની મુસાફરી ભા. ૧. પૃ. ૧૦૪.

જનાર સીવાય શાહીબાગ નિર્જન બન્યો હતો; પાછું એનું ભાગ્ય ફર્યું. અમલદારોના વાસને લીધે ધનવાનો પણ ત્યાં વાસ કરવા લલચાયા અને બાગને બદલે અમદાવાદનું એક ધનવાન પરૂં થઈ ગયું. આ શાહીબાગનો ઇતિહાસ પચરંગી નથી ?

ધાર્મિક સ્થળોમાં પણ એવું જ છે. શાહીબાગની ઉત્તર પૂર્વે ખડ્ગધારેશ્વર મહાદેવ પ્રાચીન પૌરાણિક અંધકારમાંથી બોલતા હોય એમ બેઠા છે. ખડ્ગધારેશ્વરની સ્થાપનાની વાતો દેવ દાનવોનાં યુદ્ધોના વારાની છે. ભારતના ત્યાગીઓમાં અગ્રસ્થાને બેઠેલા દધીચી એ શાહીબાગની સામે આશ્રમ બાંધી તપ કર્યું હશે. એ અને દુધેશ્વરની વાત શાહીબાગને લગતી નથી એટલે આ સ્થળે કામની નથી. પણ એ ઋષિનું એક અસ્થિ રહી ગયું એ ચાર ખુણાની તરવાર જેવું લિંગ બન્યું. એ ખડ્ગધારેશ્વર. [૩૧]મંદિર પ્રાચીન છે અને અહમદીમાં એનો ઉલ્લેખ છે. એની પાસે ભીમનાથ મહાદેવનું મોટું મંદિર અને આરો છે. એ નરેદા સમયમાં બંધાયો છે. શાહીબાગના મહેલની પાછળ મીયાખાં ચીસ્તીની મસ્જીદની પાછળ નારણઘાટ છે. એ સ્વામીનારાયણના પંથ તરફથી બંધાયો છે; અને એની પાસે સર ચીનુભાઇના સ્મરણમાં બંધાવેલા ચીનુનાથ મહાદેવ છે. એ જ કીનારે આગળ દુધેશ્વરની પાણીની ટાંકીની હદ સુધી હિંદુમંદિરો અને વાડીઓ છે; એમાં એક ગણપતિસ્વામીની વાડી પ્રસિદ્ધ છે.[૩૨] આમ શાહીબાગમાં હિંદુપથોનાં મંદિરો છે.

મુસલમાની સ્થાનોમાં મીયાંખાં ચીસ્તીની[૩૩] મસ્જીદ સર ચીનુ-

૩૧. અમદાવાદ ગેઝેટીયર પૃ. ૬ માં આમ લખ્યું છે. પરંતુ પદ્મ પુરાણમાં ચંડ નામના કિરાતે ભૂલમાં ત્યાં શિવરાત્રી કરી અને શિવ પ્રસન્ન થયા એવી વાત લખેલી છે. સાભ્રમતી માહાત્મ્ય અધ્યાય ૧૪ મો.

૩૨. ગણપતિ સ્વામી ઓગણીસમી સદીના પૂર્વાર્ધમાં હતા. એમને તેલંગ સ્વામિ પણ કહેતા, અને પરમહંસ દશાએ પહોંચેલા હતા. એમના અનેક ચમત્કારો કહેવાય છે. મારા દાદાએ એ સ્વામિને નજરે જોયા હતા.

૩૩. અમદાવાદ ગેઝેટીયર પૃ. ૨૮૪. એ કાજીસાહેબના ચીસ્તી વંશમાં ગણાય છે. મીયામાં ચીસ્તી કોઇને એકથી વધારે વાર મળતા નહી. એમની મસ્જીદ હાલ કાજી સાહેબના હસ્તક છે.

**મીયાખાં ચીશ્તીની મસ્જીદ.**

ભાઇના બંગલાની વાયવ્ય ખૂણે છે. હિંદુ સ્થાપત્યના સિદ્ધાન્તો મુજબ ઉત્તમકલાની એ મસ્જીદ ઘણી સુંદર છે. ઇ. સ. ૧૪૬૫ માં મલીકમકસુદ વઝીરે મીયાખાં ચીસ્તીને માટે બંધાવી હતી. એના સ્થાપત્યની વીગતમાં ઉતરવાનું આ સ્થળ નથી. પરંતુ અમદાવાદની કોમળ લાલિત્યવાળી મસ્જીદોનો આ એક સુંદર નમુનો છે. પાછળથી એમાં ઈંટચુનાની ભીંતો અને કમાડ કરીને ઓરીસ બનાવી દેવામાં આવી હતી. એ મસ્જીદથી દક્ષિણ તરફ જતાં પોલીસ લાઇન્સ આગળ એક પડેલી ભીંતના પાયામાં સીદી-પીરની[34] કબર છે. સીદીપીર સંબંધી કાંઇ માહીતી મળતી નથી. પરંતુ સીદી લોકો એને પવિત્ર સ્થળ ગણીને ઓરસ કરે છે. ત્યાંથી

**દરીયાખાંનો ઘુમટ.**

આગળ જતાં દરીયાખાંની કબર એક પ્રચંડ ભીષણતા બતાવતા ઘુમટમાં આવેલી છે. અને ત્યાં ભૂત નીકળે છે એવી માન્યતાથી હજી પણ શહેરના લોકોમાં એનો ભય છે. ત્યાંથી બરોબર પૂર્વમાં અડધા મેલ છેટે મુસા સુહાગ (બંગડીઆ પીર)ની દરગાહ છે, એમ કહેવાય છે એક વખતે વર્ષાદ ન પડયો. દુકાળ અટકાવવા માટે પ્રાર્થના

**પીર મુસાસુહાગ.**

થવાથી મુસાસુહાગે ઇશ્વર પાસે બંદગી કરી વર્ષાદ વરસાવ્યો. આ કારણથી લોકો દુનીયા-દારીનાં કામ સાધવા એ સંતપુરુષને સતાવવા લાગ્યા. અને એમાંથી બચવા પોતે સ્રીનો વેશ પહેરવા માંડયો. એક વખત વર્ષાદ બહુ પડયો. એને અટકાવવા બાદશાહે સંતને અરજ કરી. આથી લોકો વધારે પાછળ પડશે એમ ધારી મુસાસુહાગે ભૂમિ પાસે માગ માંગ્યો અને પોતે દટાયા. બાદશાહે એમને કાઢવા પ્રયત્ન કર્યો ત્યારે એમનું માથું બીજી જગ્યાએ દેખાયું. એમ ચારવાર પ્રયત્ન થતાં ચારવાર માથું દેખાયું. એટલે બાદશાહે એ જગ્યા ઉપર ફુલ

૩૪. સીદીપીરને સીદી સૈયદ પણ કહે છે. એમની કાંઇ માહીતી મળતી નથી. સીદી સૈયદની પ્રખ્યાત મસ્જીદ સાથે એમને કાંઇ સંબંધ હોય એમ લાગતું નથી. ભીંતોના આકાર મોગલાઈ સમયના લાગે છે.

ચઢાવવા કહ્યું ત્યારે આંગણાની બહાર માથું દેખાયું. આ રીતે ચાર અંદર અને એક બહાર એમ પાંચ કબરો એમની હાલ છે. આંગણાંમાં ચંપાનું ઝાડ છે. ત્યાં પુત્રૈષણાવાળા લોક બાધા માનીને ૭, ૧૧, ૧૩, ૨૧, ૨૯ અગર ૧૨૬ બંગડીઓ શક્તિ પ્રમાણે ચઢાવે છે. આ પીરનો એક પંથ પણ ચાલે છે, અને એ લોકો સ્ત્રીનો પહેરવશ પહેરે છે.[૩૫]

ચીનીપીર–ઉર્દૂના પહેલા કવિ.

શાહીબાગના રેલ્વેના ઝાંપા પાસે ચીનીપીર નામના પુરુષની કબર છે. એમ કહેવાય છે કે એમનું નામ વલી હતું અને એ ઉર્દુભાષાના પહેલા કવિ હતા. આ ખરૂં હોય તો હિંદના મુસલમાનોની ભાષાના પહેલા કવીએ અમદાવાદમાં નિવાસ કરેલો એ અમદાવાદને માટે મોટું ગૌરવ છે. એ પીરની કબર શાહીબાગમાં છે. ભીમનાથ મહાદેવ પાસે માહપુરવાળા સૈયદ માહની દરગાહ છે એમને નવા પીર કહે છે.

આ પ્રમાણે મુસલમાન સ્થળોમાં પણ અનુપમ વિવિધતા છે. ચીશ્તી ખાનદાનના સંત મીયાંખા; અને લોકકલ્યાણ કરી લોકૈષણાનો ત્યાગ કરવા જીવનનો પણ ત્યાગ કરનાર સંત મુસાસુહાગ જેવા સંતોનો નિવાસ શાહીબાગમાં! એક બાજુ કહેવાતા ભીષણ ચરિત્રવાળા અને જેમના નામ સાથે ભૂતોનો ભય જોડાયલો છે એવા, દરીયાખાં–મહમૂદબેગડાના અમીર, અને ઉર્દુ જેવી હિંદની મોટી ભાષાના પહેલા કવિ, ચીનીપીર, જેઓનો નિવાસ પણ શાહીબાગમાં! આ સ્થળોની સાથે ઉપર જણાવેલી વિવિધતાવાળાં હિંદુસ્થળો પણ શાહીબાગમાં! આ પચરંગી વિવિધતા નથી?

સ્થાપત્યની વિવિધતા.

પરંતુ સ્થાપત્યમાં એથી પણ નવું છે. એક બાજુ શાહીબાગથી પે જૂની મીયાંખાં ચિશ્તીની મસ્જીદ, અમદાવાદની ખાસ ખૂબીઓવાળું હિંદુ સ્થાપત્ય બતાવતી ઉભી છે; એની પાસે એક બાજુ એટલો જ જૂનો, અમદાવાદના કોમળ સ્થાપત્યથી સર્વથા જૂદો પડતો

૩૫. અમદાવાદ ગેઝેટીયર પૃ. ૨૮૧.

પ્રચંડ દરીયાખાંનો ઘુમટ, જેને ભૂલમાં પઠાણુ સ્થાપત્યને[૩૬] લોકો કહે છે; પરંતુ હિંદુસ્તાનમાં ઠેર ઠેર એ જાતનાં મકાનો છે, અને ઈંટ ચુનાનાં મકાનો અસલ એવાં બુલંદ કદનાં બંધાતાં; એ પછી શાહીબાગનો મહેલ સાદા મોગલ સ્થાપત્યના નમુના રૂપ નદી કીનારે શાહીબાગની ભવ્યતા સિદ્ધ કરે છે. એમાં કલા નથી.. આઝમખાંના મોગલાઈ ઢબના મહેલ જેટલી પણ સુંદરતા નથી. પરંતુ ગોઠવણ રમ્ય છે, સ્થાન રમ્ય છે એથી એ પણ રમ્ય લાગે છે.[૩૭] ૧૮૩૫ માં એના ઉપર ઓરડીઓ વધારી એનું રૂપ ફેરવી નાંખવામાં આવ્યું છે. અને અસલ સ્વરૂપ હાલ ધારવું મુશ્કેલ પડે છે; ભીમનાથના મદિરમાં પેશ્વાના સમયનું બેડોળ, અને ચીનુનાથ મહાદેવમાં વીસમી સદીના

શાહીબાગનો મહેલ.

૩૬. દરીયાખાંના ઘુમટ જેવાં બુલંદકામ આખા હિંદુસ્તાનમાં થતાં હતાં ભારે હોવાથી એને પઠાણુ સ્થાપત્ય કહે છે તે ભૂલ છે. ફરગ્યુસન લખે છે કે હિંદુસ્તાનમાં ઘણી જગ્યાએ કબરોના ઘાટ એવાજ કરે છે અને કબર માટે એ ઘાટ લાયક છે. આ ઘાટનાં મકાનોની કલા સંપૂર્ણતાએ બીજાપુરમાં પહોંચી. મરણની ભયંકરતાનો એ આકાર સારો ખ્યાલ આપે છે પરંતુ અમદાવાદના બાદશાહો અને અમીરોને મરણનો ખ્યાલ એવો નહોતો. એમનો ખ્યાલ એમની દરગાહો જેટલો જ સુંદર અને કોમળ હતો. Architecture of Ahmedabad. p. 93–94. દરીયાખાંનો ઘુમટ અમદાવાદની દરગાહોથી આકારમાં જુદો પડે છે અને મોર અને હંસના ટોળામાં ઘુવડ જેવો લાગે છે. એ કારણથી જ એને માટે ભયંકર ખ્યાલ ઉભા થયા હશે. ઘુમટ બંધાઇ રહ્યા પછી શાહેઆલમ સાહેબ એ જોવા આવ્યા અને રીવાજ પ્રમાણે એમાં મસ્જીદ ન દેખવાથી એમાં ભૂત વસશે એવો શાપ દીધો એવી વાત પણ કહેવાય છે.

૩૭. અમદાવાદ ગેઝેટીયર પૃ. ૨૮૩. જેમ્સ ફોર્બસેં પણ આ મહેલનું વર્ણન કર્યું છે. ઓરડાની ભીંતો સારી હતી એ સીવાય એમાં કાંઇ નવું નથી. ઇ. સ. ૧૮૭૫ની મોટી રેલમાં નદીનો પ્રવાહ રોકવા માટે કરેલી ભીંત તુટી અને નદીની રેત શાહીબાગમાં ફરી વળી. શાહીબાગની જમીનમાં એ રેલ પછી ઘણો ફેરફાર થઇ ગયો છે. ૧૮૧૯ના ધરતીકંપ વખતે પણ નુકશાન થયું હશે.

જરૂરવાદ બતાવતા સ્થાપત્યનું ભાન થાય છે. આ બધાની વચ્ચે માધવલાલ રણછોડલાલ બોર્ડીંગની પાસે નાની દરગાહો ગોળ વિચિત્ર છાપરાંવાળી, વળી બંગાળી સ્થાપત્યનો[૩૮] નમુનો શાહીબાગની હદમાં ઉભો કરી વિવિધતામાં ઉમેરો કરે છે. સત્તરમી સદીમાં કાનપુર, દીલ્હી, આગ્રા, અને જયપુર થઇને એ જાતનાં છાપરાં ઘુમટોને બદલે ગૂજરાતમાં થવાં માંડયાં હતાં. આ ઉપરાંત હાલના બંગલાઓમાં ફ્રેન્ચ અને હિંદુ સ્થાપત્યની મેળવણી જેવો સર ચીનુભાઈનો બંગલો[૩૯] અને સર્વથા વિચિત્ર સ્થાપત્યનો શેઠ અંબાલાલનો બંગલો પણ ધ્યાન ખેંચે છે. જે જરૂરવાદ ઈંગ્રેજી અમલમાં દેશમાં વાપ્યો તેમાં અમદાવાદી કરકસર મળવાથી ઘરોની સુંદર ગોઠવણ મુકી જે બેડોળ અમદાવાદી બંગલા થયા તે તો બરફીનાં ચાર ચોસલાં ઉપર, અને ચાર નીચે ગોઠવ્યાં હોય, અગર રંગીત ઇંટવાડા કર્યાં હોય એવા, ઘણાયે શાહીબાગમાં દેખાય છે; કમીશનરની ઓફીસ અને સરકીટ હાઉસ પણ વિચિત્ર ઈંગ્રેજી સ્થાપત્યના નમુના, અને રેલ્વેના બંગલા 'અમેરીકન કોટેજ' ની મેળવણી જેવા લાગે છે. એટલે અસલ અમદાવાદી મસ્જીદના સ્થાપત્ય ઉપરાંત, દરીયાખાંના ઘુમટનું, શાહીબાગનું, બંગાળી ઘાટની દરગાહોનું, અને છેવટે નવા બંગલાઓનું, એ બધું સ્થાપત્ય શાહીબાગમાં એટલી તો વિચિત્ર મનોહરતા પુરે છે, કે એવી બીજાં શહેરોનાં એવાં સ્થળોમાં મળે નહી. આ પણ પચરંગી વિવિધતા નથી ?

બંગાળી સ્થાપત્યના નમુના.

વિલાયતી સ્થાપત્યની મેળવણી.

બેડોળ અમદાવાદી બંગલા

૩૮. જુઓ Archeaological Survery of Western India. Ahmedabad Vol. II. 80. બંગાળી ઝુંપડાંના છાપરાંના આકારમાંથી એ ઘાટ નીકળ્યો છે એમ ડૉ. બર્જેસ લખે છે.

૩૯. રા. ગજાનન પાઠક એ બંગલાને ફ્રેંચ ઘાટનો કહે છે. પણ સર ઇવાન જેમ્સ (Journal of Indian Art No. 136.) મલબારહીલના કોઇ પારસીના બંગલા જેવા કહે છે. ખરી રીતે એમાં કોઇ સ્થાપત્યનો સિદ્ધાન્ત એક સરખો ન જળવાતાં ઘણું મિશ્રણ થયું છે. પણ દેખાવ ભવ્ય છે.

આમ, ઇતિહાસ, પવિત્ર સ્થળો, સ્થાપત્ય, મોટી વ્યક્તિઓની મુલાકાત વગેરે વાતોમાં શાહીબાગના જીવનમાં અનેક રંગ પુરાયા છે. અનેક રંગના મેઘ ધનુષ જેવો, અને અનેક જાતના વાજાંના ભેગા અવાજ જેવો આકર્ષક એનો આખોયે ઇતિહાસ છે. એમાં હાલ એક મોટા બાગને બદલે અનેક નાના બગીચા બન્યા છે. એમાંના કેટલાક સુંદર પણ છે, પરંતુ લોકની નજરે ન પડે એ માટે એમની આસપાસ માથોડા જેટલી દીવાલો કરેલી છે. શાહીબાગના મહેલમાં હાલના રીવાજ પ્રમાણે અમલદારો બદલાયા કરે એટલે એને સુંદર બનાવવા પ્રયત્ન કયાંથી થાય. જે મહેલની આસપાસ કેટલાંયે વીઘાં સુધી બાગ હતો એના ઓટલાની આજુબાજુ જ હવે બાગ છે. ગૂજરાતના મુખ્ય અમલદારનું હજીયે એ નિવાસસ્થાન છે. અમદાવાદના લોકોનું હજીયે એ ફરવાનું સ્થાન છે; હવે શાહીબાગમાં વસનારા કોઈ બાદશાહજાદાઓ નથી પણ જે ' શાહ ' જેવા પુરુષોએ અમદાવાદની સમૃદ્ધિ વધારી છે એવા કેટલાકોનું નિવાસસ્થાન છે. બાદશાહોનો શાહીબાગ જતો રહ્યો. લોકોનો બાગ ઉડી ગયો. લોકો તો હાલ શ્રાવણ માસના સોમવારે ભીમનાથ સ્નાન કરવા અને કેમ્પના હનૂમાનનાં દર્શન કરવા માટે જ ઘણું ખરૂં શાહીબાગમાં આવે છે. હાલ જમાના પ્રમાણે શાહીબાગ નામ જુદી જ રીતે સાર્થક થાય છે. અંતમાં અમદાવાદના બાગ સંબંધી મીરાતે અહમદીમાં આપેલા કવિતની લીટીઓ યોગ્ય થશેઃ—

લતિફો દિલકુશા આબો હવાએ
મુબારક મંઝિલે ફરખુન્દા જાએ
રહાયીઁ બર કીનારે જુએ બારે
બઆબે ઝયાલા શુસ્તા દસ્ત રૂયે.

× × ×

નિહાલે સબ્ઝ બરજેન્નત સબક દાશ્ત
ખતે તૂબા લહુમ બરહર વરક દાશ્ત.

અર્થઃ દિલપસંદ અને સુખકર આબોહવા છે, આનંદદાયી રમણીય સ્થળો અને નિવાસો છે. ઝરણાંને કીનારે ફળફૂલો ઝાકળના

પાણીથી હાથ માંહોં ધોઇ ઉભાં છે......લીલાં વૃક્ષોની શોભા સ્વર્ગને ટપી જાય છે. એમના પલ્લવે પલ્લવ પર 'તુબા લહુમ' અર્થાત્ 'ખુશખબરી' એવો આશીર્વાદ લખેલો છે.[40] આ લેખ છાપવા આપતી વખતે તપાસ કરતાં ખબર પડી છે કે રૂસ્તમબાગ આગળ કપાયલા સૈયદ રાજુ અને એમના અનુયાયીઓની કબરો શાહીબાગમાં નવરોજજી હોલની પાછળ હાલ છે. એટલે રૂસ્તમ અને ગુલાબબાગના સ્થળ નિર્ણયનું ઉપરનું અનુમાન ચોક્કસ છે એમ મનાય. શાહીબાગમાં પંથોની હકીકતમાં આ પણ વિવિધતા ઉમેરે છે.

૪૦ બલદ એ ઝિનુલબેલાદ અહમદાવાદ. પુરાતત્વ પુ. ૪. પૃ. ૪૦.

શાહીબાગની હદમાં નહી પણ દરીયાપુર–કાજીપુરની હદમાં દુધેશ્વર પાસે અચ્યુત કુકીની સુંદર મસ્જીદ અને દીલ્હી દરવાજા આગળ હઠીસિંહનું મંદિર જોવા જેવું છે. શાહીબાગમાં ન હોવાથી અહીં એનું સ્થળ નથી. દુધેશ્વરની પાણીની ટાંકી પાસે શાહીબાગની હદ પાસે છેક નદી કીનારે એક કુવાના થાળામાં એક સફેદ આરસ જડી દીધો છે. એમાં ઘોડે બેઠેલા એક શેઠની પાછળ એમની ત્રણ સ્ત્રીઓ સતી થઇ હતી, તે બાબતનો લેખ અને સુંદર આકૃતિઓ છે. ઇ. સ. ૧૬૧૬નો જહાંગીરના સમયનો લેખ છે. આકૃતિઓનાં મુખ તુટી ગયાં છે. પરંતુ બીજી કોતરણી અને સાડીના ફુલનીભાત પણ સ્પષ્ટ દેખાય છે. એ સમયના ગૂજરાતી સમાજનો સારો ખ્યાલ એ પાળીઓ આપે છે. લેખ નીચે મુજબ છે.

संवत १६७२ वर्षे वइसाष सुदि ३ गरेउ सां सोनपाल पुत्र सा रूपचंद भारजा रूपश्री कोमा केसरजणी त्रणे सागमन कीधो श्रीपातसाहा सकेम वजेराजेः श्री जाहागीर दलो श्री अहिमदाबाद नगरे साभमती तीरे समंभवति. आसवज्ञातीय बृद्धसाष्टाय लोढागोत्रे रषभदास ततपुत्र सा कअरपाल सोनपाल ॥




# શાહીબાગ

## અમદાવાદ

## નકશાની વિગત

૧ શાહીબાગનો મહેલ
૨ મીયાંખાં ચીસ્તીની મસ્જીદ
૩ ભીમનાથ મહાદેવ
૪ ખડ્ગધારેશ્વર મહાદેવ
૫ મુહમ્મદ અમીનખાંનો બાગ અને હાલ કલેકટરનો બંગલો
૬ માહડપુરની જગ્યા અને નવાપીર અગર સૈયદ માહની દરગાહ
૭ સર ચિનુભાઇનો બંગલો
૮ નારણ ઘાટ
૯ ચીનુનાથ મહાદેવ
૧૦ ગણપતિસ્વામિની વાડી
૧૧ ત્રણ સતીઓ અને ઘોડેસ્વાર પતિની મૂર્તિઓના પાળીઆનો કુવો
૧૨ દુધેશ્વર પાણીની ટાંકી
૧૩ હસ્તિયાખાંનો ઘુમટ
૧૪ ચીની પીર અગર કવિ વલીની કબર
૧૫ શાહીબાગના દરવાજાના પાયા
૧૬ શાહીબાગ પોસ્ટ ઓફિસ
૧૭ સર રૂસ્તમજીના બંગલા
૧૮ લાલી બુનું તળાવ
૧૯ સૈયદ રાજુની કબર
૨૦ ચૈતન્યપ્રસાદ દીવાનજીનો બંગલો
૨૧ હજરત મુસા સુહાગની દરગાહ
૨૨ હઠીસિંહનું દહેરું
૨૩ અચુત કુકીની મસ્જીદ
૨૪ સબબર્ન પોલીસ સ્ટેશન
૨૫ પોલીસ પરેડ ગ્રાઉન્ડ
૨૬ નવરોજી હોલ
૨૭ સીદી પીર
૨૮ શાહીબાગ પોલીસ ચોકી
૨૯ શેઠ અંબાલાલનો બંગલો
૩૦ પેન્ટર ગાર્ડન